## સેંકડો સર્ટીફીકેટો ઉપરાંત હાલમાં મળેલા કેટલાક તાજા અભિપ્રાયો

# શાસ્ત્રોદ્ધારના કાર્યને વેગ આપો

### તંત્રીસ્થાનેથી (જૈનજ્યોતિ) તા. ૧૫-૯-૫૭

પૂજ્ય શ્રી ઘાસીલાલજી મહારાજ ઠાણા ૪ હાલમાં અમદાવાદ મુકામે સરસપુરના સ્થા જૈન ઉપાશ્રયમાં બિરાજમાન છે. તેઓશ્રી શાસ્ત્રોદ્ધારનું કાર્ય ખૂબ જ ખંત અને ઉત્સાહથી વૃદ્ધવયે પણ કરી રહ્યા છે. તેઓશ્રી વૃદ્ધ છે છતાં પણ આખો દિવસ શાસ્ત્રની ટીકાઓ લખી રહ્યા છે. આજ સુધીમાં તેમણે લગભગ ૨૦ જેટલાં શાસ્ત્રોની ટીકાઓ લખી નાખી છે અને બાકીનાં સૂત્રોની ટીકા જેમ બને તેમ જલદી પૂર્ણ કરવી એવા મનોરથ સેવી રહેલ છે, સ્થા. જૈન સમાજમાં શાસ્ત્રો ઉપર સંસ્કૃત ટીકા લખવાનો આ પ્રથમ જ પ્રયાસ છે અને તે પ્રયાસ સંપૂર્ણ બને એવી અમે શાસનદેવ પ્રત્યે પ્રાર્થના કરીએ છીએ. આજ સુધી ઘણા મુનિવરોએ શાસ્ત્રોનું કામ શરૂ કરેલ છે પણ કોઈએ પૂર્ણ કરેલ નથી. પૂજ્યશ્રી અમુલખઋષીજી મહારાજે બત્રીસે શાસ્ત્રો ઉપર હિન્દી અનુવાદ કરેલ અને સંપૂર્ણ બનેલ. ત્યારબાદ આચાર્ય શ્રી આત્મારામજી મહારાજશ્રીએ હિન્દી ટીકા કેટલાક શાસ્ત્રો ઉપર લખેલ પણ ઘણા શાસ્ત્રો બાકી રહી ગયાં. પૂજ્ય હસ્તિમલજી મહારાજે એક બે શાસ્ત્રો ઉપરની ટીકાઓના અનુવાદો કરેલ પૂજ્ય શ્રી જવાહિરલાલ મહારાજશ્રીએ સૂયગડાંગસૂત્ર ટીકા સહિત હિન્દી અનુવાદ સાથે પ્રકાશિત કરેલ. શ્રી સોભાગ્યમલજી મહારાજે આચારાંગની હિન્દી ટીકા લખેલ પણ સંપૂર્ણ શાસ્ત્રો ઉપર સંસ્કૃત ટીકા હજી સુધી સ્થા. જૈન સાધુઓ તરફથી થયેલ નથી. જ્યારે પૂજ્યશ્રી ઘાસીલાલજી મહારાજશ્રીએ ૨૦ શાસ્ત્રો ઉપર સંસ્કૃત ટીકા તેનો હિન્દી ગુજરાતી અનુવાદ કરાવેલ છે. આથી હવે આશા બંધાય છે કે તેઓશ્રી બત્રીસે બત્રીસ શાસ્ત્રો ઉપર સંસ્કૃત ટીકા લખવામાં સફળ થશે અને શાસ્ત્રોદ્ધાર સમિતિએ આજ સુધી ૧૦ થી ૧૨ શાસ્ત્રો છપાવી પણ દીધાં છે અને હજી પણ તે શાસ્ત્રો વિશેષ જલદી છપાય તે માટે શાસ્ત્રોદ્ધાર સમિતિ સંપૂર્ણ પ્રયત્ન કરી રહેલ છે તે ધન્યવાદને પાત્ર છે.

જૈનશાસ્ત્રોદ્ધારસમિતિના રૂ. ૨૫૧ ભરીને લાઈફ મેમ્બર થનારને તમામ શાસ્ત્રો શાસ્ત્રોદ્ધાર સમિતિ તરફથી ભેટ મળે છે. આ રીતે એક પંથ અને દો કાજ. બન્ને રીતે લાભ થાય તેમ છે. રૂા. ૨૫૧ થી ૫૦૦ રૂપિયાની કિંમતનાં શાસ્ત્રો મળે એ પણ મોટો લાભ છે અને પ્રવચનની પ્રભાવના કરવાનો ધર્મલાભ પણ મળે છે.

આ સાલે પૂજ્ય ઘાસીલાલજી મહારાજના સુશિષ્ય પં. મુનિશ્રી કન્હૈયાલાલજી મહારાજ મલાડ મુકામે ચાતુર્માસ બિરાજે છે અને તેઓશ્રી શાસ્ત્રોના મેમ્બરો કરવા માટે અથાગ પ્રયત્ન કરીને પ્રવચનની સેવા બજાવી રહ્યા છે. અને અત્યાર સુધીમાં મુંબઇ તેમજ પરાઓના લગભગ ૪૦ જેટલા ગૃહસ્થો લાઇફ મેમ્બર બની ગયા છે અને મુંબઇમાં લગભગ ૩૦૦ જેટલા મેમ્બરો થાય તે ઈચ્છવા યોગ્ય છે. શ્રીમંત ગૃહસ્થો હજારો રૂપિયા પોતાના ઘર ખર્ચમાં તેમજ મોજશોખના કામોમા તેમજ વ્યાવહારિક કામોમા વાપરી રહ્યા છે તો આવા શાસ્ત્રોદ્ધાર જેવા પવિત્ર કાર્યમાં રૂપિયા વાપરશે તો ધર્મની સેવા કરી ગણાશે. અને બદલામાં ઉત્તમ આગમસાહિત્યની એક લાયબ્રેરી મળી જશે. જેનું વાંચન કરવાથી આત્માને શાંતિ મળશે અને શાસ્ત્રઆજ્ઞા-પ્રમાણે વર્તવાથી જીવન સફળ થશે.

**શતાવધાની મુનિશ્રી જયંતીલાલજી મહારાજશ્રીનો અમદાવાદનો પત્ર "સ્થાનકવાસી જૈન" તા ૫–૯–૫૭ના અંકમાં છપાએલ છે જે નીચે મુજબ છે.**

સૂત્રોના મૂળ પાઠોમાં ફેરફાર હોઈ શકે ખરો ?

તા. ૭–૮–૫૭ના રોજ અત્રે બિરાજતા શાસ્ત્રોદ્ધારક આચાર્ય મહારાજશ્રી ઘાસીલાલજી મહારાજ પાસે, મારા ઉપર આવેલ એક પત્ર લઈને હું ગયો હતો, તે સમયે મારે પૂ. મ. સા. સાથે જે વાતચીત થઇ તે સમાજને જાણ કરવા સારૂ લખું છું.

'શાસ્ત્રોનું કામ એક ગહન વસ્તુ છે. અપ્રમાદી થઈ તેમાં અવિરત પ્રયત્નો કરવા જોઇએ, સંપૂર્ણ શાસ્ત્રોનું જ્ઞાન તેમજ દરેક પ્રકારની ખાસ ભાષાઓનું જ્ઞાન હોય તોજ આગમોદ્ધારનું કાર્ય સફળતાથી થાય. આ પ્રકારનો પ્રયત્ન હાલ અમદાવાદ ખાતે સરસપુર જૈન સ્થાનકમાં બિરાજતા પૂજ્ય શ્રી ઘાસીલાલજી મહારાજ કરી રહ્યા છે. શાસ્ત્ર–લેખનનુ આ કાર્ય થઈ રહ્યુ છે, તેમાં અનેક વ્યક્તિઓને અનેક પ્રકારની શંકાઓ થાય છે. તે પૈકી શાસ્ત્રોના મૂળ પાઠમા ફેરફાર થાય છે ? કરવામાં આવે છે ? એવો પ્રશ્ન પણ કેટલાકને થાય છે અને તેવો પ્રશ્ન થાય તે સ્વાભાવિક છે, કેમકે અમુક મુનિરાજો તરફથી પ્રગટ થયેલ સૂત્રોના મૂળ પાઠમાં ફેરફાર થયેલા છે. જેથી આ કાર્યમાં પણ સમાજને શંકા થાય.

પણ ખરી રીતે જોતાં, અત્યારે જે શાસ્ત્રોદ્ધારનું કામ ચાલી રહ્યું છે તે વિષે સમાજને ખાત્રી આપવામાં આવે છે કે, શાસ્ત્રોદ્ધારસમિતિ તરફથી અત્યાર સુધીમાં પ્રગટ થયેલાં આગમોના મૂળ પાઠમાં જરાપણ ફેરફાર કરવામાં આવેલ નથી અને ભવિષ્યમા જે સૂત્રો પ્રગટ થશે તેમાં ફેરફાર થશે નહિ તેની સમાજ નોંધ લ્યે.

લી.

શતાવધાની શ્રી જયંત મુનિ–અમદાવાદ

*

# "શ્રી અખિલ ભારત શ્વેતામ્બર સ્થાનકવાસી જૈન શાસ્ત્રોદ્ધાર સમિતિનો ટુંક પરિચય"

સ્થાનકવાસી સમાજની આ એકની એક સંસ્થા છે કે જેણે અત્યાર સુધીમાં તેર સૂત્રો છપાવી બહાર પાડી દીધાં છે. સાત સૂત્રો છપાય છે અને બીજાં કેટલાક છાપવા માટે તૈયાર થઇ ચૂકયા છે.

આ પ્રમાણે આ સંસ્થાએ મહાન્ પ્રગતિ સાધી છે તેનો ટુંક પરિચય આ પત્રિકામાં આપેલ છે તે વાંચી જઈ સર્વ સ્થા. જૈન ભાઈબહેનોએ આ સંસ્થા ને યથાશકિત મદદ કરી તેના કાર્ય ને હજુ વિશેષ વેગવાન બનાવવાની જરૂર છે.

'ખાલી ઘડો વાગે ઘણો' એમ સ્થા. કોન્ફરન્સ જેમ ખોટાં બણગાં ફૂંકનારી સંસ્થાની કોઈ કિંમત નથી, ત્યારે નક્કર કામ કરનારી આ શાસ્ત્રોદ્ધાર સમિતિને દરેક પ્રકારે ઉત્તેજન આપવાની દરેક સ્થાકવાસી જૈનની અનિવાર્ય ફરજ છે.

અને આ સર્વ સૂત્રો તૈયાર કરનાર પૂજ્ય મુનિશ્રી ઘાસીલાલજી મહારાજનો સ્થાનકવાસી સમાજ ઉપર ઘણો મહાન ઉપકાર છે. વયોવૃદ્ધ હોવા છતા તેઓશ્રી જે મહેનત લઈ સૂત્રો તૈયાર કરાવે છે તેવું કામ હજુ સુધી બીજા કોઈએ કર્યું નથી અને બીજું કોઇ કરી શકશે કે નહિ તે પણ શંકાભર્યું છે. પૂજ્ય મુનિશ્રીના આ મહાન્ ઉપકારનો કિંચિત બદલો સમાજે આ શાસ્ત્રોદ્ધાર સમિતિને બની શકતી સહાય કરીને વાળવાનો છે. સ્થાનકવાસી સમાજ જ્ઞાનની કદર કરવામાં પાછો હઠે તેમ નથી એવી અમો આશા રાખીએ છીએ.

"જૈનસિદ્ધાંત" પત્ર ઓકટોમ્બર ૧૯૫૭

*

## શ્રી દશવૈકાલિક તથા ઉપાસકદશાંગ સૂત્રો

ગુજરાતી ભાષામાં અનુવાદ થયેલાં પૂજ્ય શ્રી ઘાસીલાલજી મહારાજ વિરચિત ઉપરોકત બે સુત્રો જૈનધર્મ પાળતા દરેક ઘરમાં હોવા જ જોઇએ. તે વાંચવાથી શ્રાવક ધર્મ અને શ્રમણ ધર્મના આચારનું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે અને શ્રાવકો પોતાની નિરવદ્ય અને એષણીય સેવા શ્રમણ પ્રત્યે બજાવી શકે છે. વર્તમાનકાળે શ્રાવકોમાં તે જ્ઞાન નહિ હોવાને લીધે અંધશ્રદ્ધાએ શ્રમણવર્ગની વૈયાવચ્ચ તો કરી રહેલ છે. પરંતુ 'કલ્પ શું અને અકલ્પ શું ' એનું જ્ઞાન નહિ હોવાને લીધે પોતે સાવદ્ય સેવા અર્પી પોતાના સ્વાર્થને ખાતર શ્રમણવર્ગને પોતાને સહાયક થવામાં ઘસડી રહ્યા છે અને શ્રમણવર્ગની પ્રાયઃ કુસેવા કરી રહ્યા છે. તેમાંથી બચી લાભનું કારણ થાય અને શ્રમણને યથાતથ્ય સેવા અર્પી તેમને પણ જ્ઞાન–દર્શન–ચારિત્રની આરાધના કરવામાં સહાયક થઈ પોતાના જ્ઞાન-દર્શન–ચારિત્રની આરાધના કરી સુગતિ મેળવી શકે. શ્રમણની યથાતથ્ય સેવા કરવી તે અવશ્ય ગૃહસ્થની ફરજ છે.

પૂજ્ય શ્રી ઘાસીલાલજી મ. શાસ્ત્રોદ્ધારનો અનુવાદ ત્રણ ભાષામાં રૂડી રીતે કરી રહ્યા છે અને રૂપીયા ૨૫૧) ભરી મેમ્બર થનારને રૂા. ૪૦૦–૫૦૦ લગભગ ની કીંમતના બત્રીસે આગમો ફ્રી મળી શકે છે તો તે રૂા. ૨૫૧) ભરી મેમ્બર થઇ બત્રીસે આગમો દરેક શ્રાવકઘરે મેળવવા જોઇએ. બત્રીસે શાસ્ત્રોના લગભગ ૪૮ પુસ્તકો મળશે. તો તે લાભ પોતાની નિર્જરા માટે, પુન્યાનુબંધી પુન્ય માટે જરૂર મેળવે. ઉપરોકત બંને સૂત્રોની કીંમત સમિતિ કંઇક ઓછી રાખે તો હરકોઇ ગામમાં શ્રીમંત હોય તે સૂત્રો લાવી અરધી કીંમતે, મફત અથવા પૂરી કીંમતે લેનારની સ્થિતિ જોઈ દરેક ઘરમાં વસાવી શકે.

—એક ગૃહસ્થ

**નોંધ** :–ઉપરની સૂચનાને અમે આવકારીએ છીએ. આવાં સૂત્રો દરેક ઘરમાં વસાવવા યોગ્ય તેમજ દરેક શ્રાવકે વાંચવા યોગ્ય છે. **તંત્રી—**

"રત્નજ્યોત" પત્ર

તા. ૧–૧૦–૫૭

# શ્રી સ્થા. જૈન શાસ્ત્રોદ્ધાર સમિતિની કાર્યવાહક કમીટીનો અહેવાલ.

*

મે મહિનાની શરૂઆતમાં શાસ્ત્રોદ્ધારસમિતિની મીટીંગ અમદાવાદમાં મળી હતી તેનો હેવાલ અમને મળેલો છે તેમાં સમિતિએ સરસ કામ કર્યું છે.

આ ઉપરથી સમજી શકાય છે કે સ્થાનકવાસી સમાજમાં આજ સુધી કોઈએ પણ નથી કરી શક્યું એવું મહાભારત કામ પૂ. શ્રી ઘાસીલાલજી મહારાજ તથા શાસ્ત્રોદ્ધારસમિતિ ઘણી સફળતાથી કરી રહી છે. અને તેઓ થોડા વખતમાં માથે લીધેલું સર્વ કામ સંપૂર્ણ રીતે પાર ઉતારશે એવી અમને ખાત્રી છે.

આવા ઉત્તમ કાર્ય માટે સમસ્ત સ્થાનકવાસી જૈનોએ શાસ્ત્રોદ્ધારસમિતિને પોતાનાથી બની શકે તે રીતે સંપૂર્ણ ટેકો આપવો જોઈએ, તે તેમની ફરજ બની રહે છે. જૈનો માટે સૂત્રો એ પહેલી ફરજીઆતની વસ્તુ છે. સૂત્રના આધારે જ ધર્મજ્ઞાન મળે છે. આજ સુધી જે આપણને અપ્રાપ્ય હતા તે આપણા જૈન-સૂત્રો પૂ. શ્રી ઘાસીલાલજી મહારાજે તથા શાસ્ત્રોદ્ધારસમિતિએ સુલભ કરી આપ્યા છે.

તો હવે સ્થાનકવાસી જૈનોએ શાસ્ત્રોદ્ધારસમિતિના સભાસદ બની સમિતિનું કામ બનતી ઉતાવળે પૂરૂં થાય તેમ કરવાની ખાસ જરૂર છે વાચકોમાંથી જેઓથી બની શકે તેમણે પહેલા વર્ગના શાસ્ત્રોદ્ધારસમિતિના સભ્ય બની જવું જોઇએ. તેથી સમિતિના કામને ઉત્તેજન મળવા ઉપરાંત સભ્યને સૂત્રોનો આખો સેટ મફત મેળવવાનો લાભ મળશે અને સૂત્રો વાંચીને ધર્મારાધન કરવાનો જે લાભ મળશે તે તો અમૂલ્ય જ છે. માટે સમિતિના સભ્ય થઇ જવાની અમારી દરેક સ્થા જૈનને ખાસ ભલામણ છે.

"જૈન સિદ્ધાંત" જુલાઇ-૧૯૫૮

# શાસ્ત્રોદ્ધાર સમિતિના આગમો અંગે અભિપ્રાય.

*

દક્ષિણ, ઉત્તરપ્રદેશ, દિલ્હી અને પંજાબમાં ઉગ્ર વિહાર કરીને હાલમાં ગુજરાત-સૌરાષ્ટ્રમાં વિચરી રહેલા ઉગ્ર વિહારી પૂ. મહાસતીજી શ્રી **રંભાકુંવરજી** તથા પ્રસિદ્ધ વ્યાખ્યાની વિવિધભાષાવિશારદા પૂ મહાસતીજી શ્રી. **સુમતિકુંવરજીનો,** પૂજ્ય શ્રી ૧૦૦૮ શ્રી ઘાસીલાલજી મ. સા. નિર્મિત જૈનાગમોની સંસ્કૃત ટીકા તથા હિન્દી-ગુજરાતીભાષાંતર પર અભિપ્રાયઃ-

## ૐ નમો સિદ્ધાણં

શાસ્ત્રવિશારદ શ્રદ્ધેય પંડિત રત્ન પૂજ્ય આચાર્ય મુનિશ્રી ઘાસીલાલજી મહારાજ સાહેબ જૈનાગમોના એક વિદ્વાન, વૃદ્ધવિચારક અને ઉત્તમ લેખક છે.

સાહિત્યસર્જન એ તેમનાં જીવનનો એક ઉત્તમ સંકલ્પ છે. સામાજિક-પ્રપંચોથી દૂર રહી, અથાગ પરિશ્રમ દ્વારા વિરચિત, સંપાદિત અને અનુવાદિત તેમના અનેક ગ્રંથો પ્રકાશિત થયા છે, જે તમામ જૈનોને માટે ચિંતન, મનન અને અધ્યયન-અધ્યાપન માટે એક અપૂર્વ સાધનરૂપ છે. આવું ઉત્તમ સાહિત્ય તૈયાર કરીને તેઓશ્રીએ સાહિત્યસેવીના મહાન પદને દીપાવ્યુ છે.

આગમના રહસ્યોથી અનભિજ્ઞ (અજાણ) આજની પ્રજામાં શ્રદ્ધેય શ્રી મહારાજ સાહેબનું સાહિત્ય અત્યત ઉપયોગી છે, તેમ હું માનું છું.

**અમદાવાદ** તા. ૧-૫-૫૮ **આર્યા-સુમતિકુંવર.**

# અલવરથી

## શ્રી શ્રમણ સંઘના ઉપાધ્યાય કવિ મુનિશ્રી અમરચંદજી મહારાજનો

# કલ્પસૂત્ર માટે આવેલ પત્ર

### શ્રીયુત ભોગીલાલજી-અમદાવાદ.

**જયવીર**

આપને ત્યાં બીરાજમાન પરમ શ્રદ્ધેય શ્રી શ્રી ૧૦૦૮ શ્રી પૂજ્યપાદશ્રી ઘાસીલાલજી મહારાજ આદિ બધા સંતોની સેવામાં વંદન સુખ-શાન્તિ નિવેદન છે.

આપે મોકલેલ "કલ્પસૂત્ર" મેળવીને શ્રદ્ધેય કવિજીએ પ્રસન્નતા પ્રગટ કરી છે અને સાદર યથાયોગ્ય અભિનંદનપૂર્વક લખાવ્યું છે કે "કલ્પસૂત્રનું પ્રકાશન બહુજ ઉત્કૃષ્ટ કોટિનું છે. તેની ટીકા સુંદર વિસ્તારપૂર્વક સારી રીતે લખેલ છે. ટાઇમ મળતાં અધ્યયન કરવા માટે પ્રયત્ન કરવામાં આવશે. છાપવામાં આવેલ આવૃત્તિ માટે કોટિ કોટિ ધન્યવાદ આપવામાં આવે છે.

કવિશ્રીજીનું સ્વાસ્થ્ય સારી રીતે ચાલે છે. પહેલાની અપેક્ષાએ કંઈક સારૂં છે. આ પત્ર વિલમ્બથી લખવામાં આવેલ છે તો ક્ષમા કરજો.

અલવર (રાજસ્થાન)<br>તા. ૯-૮-૧૯૫૮.

ભવદીય : **રતનલાલ સંચેતી**<br>(હિન્દીનો ગુજરાતીમાં અનુવાદ)

श्री-मेवाडदेश-पावनकर्तृणां श्रीश्रमणसंघीयपण्डित-मुनिश्री-
माँगीलालजी महाराजानां तच्छिष्यस्य हस्तिमुनेश्च

# सम्मतिपत्रम्

२०१५ वर्षीय-वर्षावास-दीपावली
राजकरेड़ा ( **राजस्थान** )

पुरतो जिनवाणीरसिकसज्जनानां पूज्यश्री १००८ **श्रीघासीलालजी**-महाराजविरचित-जैनागमव्याख्याऽध्ययनजन्मनो ऽस्मत्स्वान्ते परिमितिमप्रा ुवतो निर्भरानन्दस्यानुभवं प्रसन्नमनसा कतिपयै शब्दैर्निर्दिशावः ।

अस्माकमहोभाग्येन विराजमानैर्विद्यया वयसा च वृद्धैः सज्जनशिरोमणिभि' पूज्यपादवीमलङ्कुर्वद्भि' **श्रीमज्जैनाचार्य-घासीलालजी-महाराजैः** प्रणीतया व्याख्यया समलङ्कृतोजैनागमो दृष्टिगोचरीकृतः । मनोहारिणी संस्कृतटीका हिन्दी-गुर्जरभाषानुवादद्वयं च वलान्मानसं समाकर्षति । पूज्यश्रीविरचितजैनागमव्याख्यानसहस्रभानुनाऽऽवयोर्जैनागमरहस्याज्ञानतमस्संहतिरपहृता, हृत्पद्मं च प्रफुल्लितम् ।

आसीदभावो वहोः कालाज्जैनागमेषु स्थानकवासी संप्रदायाभिमत संस्कृत व्याख्यानस्य, परतन्त्रश्चासीदद्यावधि स्थानकवासिजैनसमुदायः । परं परमकृपालुना श्रीमताऽऽचार्यप्रवरेणाऽनवरत परिश्रम्य जैनागमेषु स्वसम्प्रदायपरिपोषिकां टीकां विधाय सकलोऽपि स्थानकवासिजैनसंघ' स्वावलम्बीकृत' । श्रीमज्जैनाचार्यकृतेयमुपकृति' सकलस्थानकवासिजैनहृदयेषु वज्रलेपायिता भविष्यतीति मन्यावहे ।

अनादिघोराज्ञानतमसि पततां जनानां त्राणोपाय' केवलं जिनभाषितमेवेति सर्वविदितमेव । तत्र सर्वजनकल्याणकामनया पूज्यश्रीचरणैर्या टीका विरचिता सा सर्वेषामपि सिद्धिप्रदा विजयप्रदा कल्याणप्रदा सन्मार्गप्रदर्शिका चास्तीति सुदृढोऽस्मद्विश्वासः । अतोऽहं सर्वानपि जैनबन्धून् प्रोत्साहयामि, यत्ते स्वहितमभिसंधाय श्रीमत्पूज्यजैनाचार्यविरचितव्याख्यासाहाय्येन जैनागमहृदय सम्यगवगम्य तन्निर्दिष्टमार्गेण स्व-स्वजीवनं सफलयन्तो लोकद्वयं साधयन्त्वित्यलमतिविस्तरेण ।

अन्ते च शासनाधीशमभ्यर्थयावहे यदस्मदीयाचार्यप्रवराः शतायुषो निरामयाश्च भवन्त्विति

इत्थं पूज्यश्री १००८ **श्रीघासीलालजी**-महाराज-विरचित-जैनागमव्याख्यायां स्व-सम्मतिं प्रदर्शयतः—

श्रीश्रमणसंघीय पण्डितमुनि **माँगीलालः**,
तच्छिष्यो हस्ती मुनिश्च

# शुद्धिपत्रम्

| अशुद्धि | शुद्धि | पृष्ठ | पङ्क्ति |
|---|---|---|---|
| संपिडिय | संपिंडिय | ३५ | १ |
| संपरिक्खत्ते | संपरिक्खित्ते | ४१ | ४ |
| अविद्यमाना रुजा यस्य | अविद्यमाना रुजा यत्र | | |
| तत्—अविद्यमान शरीरमनस्क | तत्—अधिव्याधिरहितम् | | |
| त्वात्—आधिव्याधिरहितम् इत्यर्थः। | इत्यर्थः। | ८०—८१ | ८—३ |
| तत्ततवे घोरतवे | तत्ततवे महातवे घोरतवे | ४९६ | १ |
| अम्बड परिव्राजका— | कर्णादि—शीलध्यादि परिव्राज- | | |
| चारवर्णनम्। | कानाम् आचारवर्णनम्। | ५४९ | शीर्षक |
| ” | ” | ५५१ | शीर्षक |
| ” | ” | ५५३ | शीर्षक |
| ” | ” | ५५५ | शीर्षक |
| अम्बडपरिव्राजकानां देवलोक | कर्णादि-शीलध्यादि-परिव्राज- | | |
| स्थितिवर्णनम्। | कानां देवलोकस्थितिवर्णनम्। | ५५७ | शीर्षक |
| त्रिषष्टितमे | एकोनचत्वारिंशत्तमे | ६५२ | ८ |

इति।

॥ श्री वीतरागाय नमः ॥

'जैनाचार्य'-'जैनधर्मदिवाकर'-पूज्य-श्री-घासीलालजीमहाराज-
विरचित-पीयूषवर्षिण्याख्यया व्याख्यया समलङ्कृतम्

# औपपातिकसूत्रम्.

## ( मङ्गलाचरणम् )

### मालिनीछन्दः।

भविजनहितकारं ज्ञानवित्तैकसारं, कृतभवनिधिपारं नष्टकर्मारिभारम्।
अघहरणसमीरं दुःखदावाग्निनीरं, विमलगुणगभीरं नौमि वीरं सुधीरम् ॥ १ ॥

---

## औपपातिकसूत्रकी पीयूषवर्षिणी टीका का हिन्दी-भाषानुवाद।

मङ्गलाचरण-

ज्ञानावरण आदि चार घातिया कर्मों के सर्वथा विनाश से उद्भूत केवल ज्ञान-रूपी अनंत अचिन्त्य अन्तरंगविभूतिविशिष्ट, भव्यजीवो के अवाध आत्मकल्याण का उज्वल मार्गप्रदर्शन करनेसे सदा हितकारक, स्वयं संसाररूपी अपार पारावार से पार होकर अन्य जीवोंको भी वहांसे पार करनेवाले, तृणादिक को उडानेवाली वायुकी तरह पापपुंज को उडानेके लिये अवाधगतिवाले, आधि, व्याधि एवं उपाधिजन्य अनेक दुःखोंकी राशिरूपी प्रचण्ड अग्निकी ज्वालाको ध्वस्त करने के लिये निर्मल सलिल जैसे, ऐसे धीर वीर अन्तिम तीर्थंकर श्रीवीरप्रभुको—जो क्षायिकगुणों से सदा ओतप्रोत वने हुए हैं—मैं भक्तिपूर्वक नमन करता हूं ॥ १ ॥

---

## ઔપપાતિકસૂત્રની પીયૂષવર્ષિણી ટીકાનો ગુજરાતી-અનુવાદ

મંગલાચરણ-

જ્ઞાનાવરણ આદિ ચાર ઘાતિયા કર્મોના સર્વથા વિનાશથી ઉત્પન્ન થયેલ કેવળજ્ઞાનરૂપી અનંત અચિંત્ય અંતરંગવિભૂતિરૂપ, ભવ્યજીવોના અબાધ આત્મકલ્યાણના ઉજ્જવલ માર્ગપ્રદર્શન કરવાથી સદા હિતકારક, પોતે સંસાર-રૂપી અપાર સમુદ્ર પાર કરીને બીજા જીવોને પણ તેમાંથી પાર કરવાવાળા, જેમ વાયુ તૃણને ઉડાડી નાખે તેમ પાપપુંજને ઉડાડવામાં અબાધ ગતિવાળા, આધિ વ્યાધિ તેમજ ઉપાધિજન્ય અનેક દુઃખોની રાશિરૂપી પ્રચંડ અગ્નિની જ્વાલાને શાંત કરવા નિર્મલ જળ જેવા, એવા ધીર વીર અંતિમ તીર્થંકર શ્રી વીરપ્રભુ કે જે નિર્મલ ક્ષાયિક ગુણોથી સદા ઓતપ્રોત બનેલા છે તેમને હું ભક્તિપૂર્વક નમન કરું છું. (૧)

## वसन्ततिलका ।

आनन्तराऽऽगमसुधारसनिर्झरेण,
संसिच्य धर्मतरुसद्रुचिराऽऽलवालम् ।
स्वर्गाऽपवर्गसुखराशिफलं वितीर्य,
मोक्षं गतं तमिह गौतममानमामि ॥ २ ॥

## द्रुतविलम्बितम् ।

कमलकोमलमञ्जुपदाम्बुजं,
विमलबोधिदबोधविबोधकम् ।
मुखसुशोभिसदोरकवस्त्रिकं,
गुरुवरं सदयं प्रणमाम्यहम् ॥ ३ ॥

---

अनन्तरागमरूपी निर्मल सुधारस के प्रवाह से धर्मरूपी वृक्षके सम्यग्दर्शनरूप आलवाल (क्यारी)को सींचकर जिन्होंने भव्यजनोंके लिये उसके फलस्वरूप स्वर्ग एवं मोक्ष के सुखरूप फलों को वितरित कर (देकर) उन्हे कल्याणस्थानमें लगाया; ऐसे मोक्षप्राप्त उन गौतमस्वामी को मैं भक्तिपूर्वक नमन करता हूं ॥ २ ॥

जिनके उभय सुन्दर चरणकमल कमल जैसे कोमल हैं। जो निर्मल बोधि अर्थात् सम्यक्त्वको तथा श्रुतचारित्ररूप बोधको देने वाले हैं। जिनके मुखके ऊपर दोरासहित मुखपत्ति छहकाय के जीवोंकी रक्षा के निमित्त सदा बंधी हुई रहती है; ऐसे दयालु गुरुवर को मैं भक्तिपूर्वक नमन करता हूं ॥ ३ ॥

---

અનંતરાગમરૂપી નિર્મળ અમૃતના પ્રવાહથી ધર્મરૂપી વૃક્ષના સમ્યગ્દર્શનરૂપ આલવાલ (ક્યારી) ને સિંચન કરીને જેમણે ભવ્યજનો માટે તેના ફલસ્વરૂપ સ્વર્ગ તેમજ મોક્ષનાં સુખરૂપ ફ્લોનું વિતરણ કરી તેમને કલ્યાણ-સ્થાનમાં લગાડયા એવા મોક્ષપ્રાપ્ત તે ગૌતમસ્વામીને હું ભક્તિપૂર્વક નમન કરું છું. (૨)

જેમનાં બંને સુંદર ચરણકમલ કમલ જેવાં કોમળ છે, જે નિર્મલબોધિ એટલે સમ્યક્ત્વને તથા શ્રુતચારિત્રરૂપ બોધને આપવાવાળા છે, જેના મુખ ઉપર દોરાસહિત મુખપત્તિ છકાયના જીવોની રક્ષાના નિમિત્ત સદા બાંધેલી રહે છે એવા દયાળુ ગુરૂવરને હું ભક્તિપૂર્વક નમન કરું છું. (૩)

## आर्या-गाथा ।

जयणट्ठं मुहपत्तिं, सदोरगं बंधए मुहे निच्चं ।
जो मुक्करागदोसो, वंदे तं गुरुवरं सुद्धं ॥ ४ ॥

## अनुष्टुप् ।

जैनीं सरस्वतीं नत्वा, घासीलालेन तन्यते ।
औपपातिकसूत्रस्य, वृत्तिः पीयूषवर्षिणी ॥ ५ ॥

**अथौपपातिकसूत्रम्**-औपपातिकमिति कः पदार्थः ? इतिचेदुच्यते-देवजन्म नैरयिकजन्म सिद्धिगमनश्चेतित्रयम् उपपातः, तमुपपातमधिकृत्य कृतमध्ययनम् औपपातिकम्, एतत् औपपातिकमुपाङ्गं, कस्मात् ? अङ्गस्य=आचाराङ्गस्य समीपवर्त्तित्वात्, तत्र हि प्रथ-

---

मैं सदा उन गुरुदेव को नमस्कार करता हूं कि जिन्होंने छहकाय के जीवों की यतनानिमित्त अपने मुख पर दोरासहित मुखपत्तिको सदा बांध रखा है। तथा जिनकी दृष्टि मे शत्रु और मित्र एवं निन्दक और वन्दक दोनों समान हैं। ऐसे रागद्वेष से सदा परे रहनेवाले शुद्ध गुरुदेव को मैं नमस्कार करता हूं ॥ ४ ॥

श्री जिनेन्द्र के मुखकमल से निर्गत द्वादशाङ्गीरूप वाणी को नमन कर मैं **घासीलाल** मुनि औपपातिकसूत्रकी पीयूषवर्षिणीनामक टीका रचता हूँ ॥ ५ ॥

प्र०- 'औपपातिक' इस पदका क्या अर्थ है ?

उ०- देवोंका जन्म, नारकियोंका जन्म एवं सिद्धिगति में गमन, ये तीन उपपात हैं। इनको लेकर रचे गये सूत्रका नाम औपपातिक है। यह अंग नहीं है उपाङ्ग है।

---

હું સદા તે ગુરૂદેવને નમસ્કાર કરૂં છું કે જેમણે છકાયના જીવોની યતનાનિમિત્ત પોતાના મુખપર દોરાસહિત મુખપત્તિને સદા બાંધી રાખે છે, તથા જેમની દૃષ્ટિમાં શત્રુ અને મિત્ર તેમજ નિંદક તથા પ્રશંસક બંને સમાન છે. એવા રાગદ્વેષથી સદા પર રહેવાવાળા શુદ્ધ ગુરૂદેવને હું નમસ્કાર કરૂં છું. (૪)

શ્રી જિનેન્દ્રના મુખકમલથી નીકળેલી દ્વાદશાંગીરૂપ વાણીને નમન કરીને હું **ઘાસીલાલ** મુનિ ઔપપાતિકસૂત્રની પીયૂષવર્ષિણી નામે ટીકા રચું છું. (૫)

પ્ર૦- ઔપપાતિક એ પદનો શું અર્થ છે?

ઉ૦- દેવોના જન્મ, નારકિઓના જન્મ તેમજ સિદ્ધિગતિમાં ગમન એ ત્રણ ઉપપાત છે. તેમને લઇને બનાવેલા સૂત્રનું નામ ઔપપાતિક છે. આ અંગ નથી, ઉપાંગ છે. તેને ઉપાંગ એ માટે કહે છે કે તે આચારાંગસૂત્રનું

माध्ययनस्य प्रथमोद्देशके–'एवमेगेसिं णो णायं भवइ–अत्थि मे आया ओववाइए, नत्थि मे आया ओववाइए, के अहं आसी ? के वा इओ चुए इह पेच्चा भविस्सामि?' इत्यादि, अत्राऽऽचाराङ्गसूत्रे यदात्मन औपपातिकत्वमुपात्तम् तदेवाऽत्र प्रतन्यते, तेन तदुपदिष्टार्थस्य सविस्तरं पुष्टिकरणरूपं सामीप्यमिह वर्तते, अत एवाचाराङ्गोपाङ्गता सिध्यति। अस्योपाङ्गस्य अयमुपोद्घातः—

**मूलम्–तेणं कालेणं तेणं समएणं चंपा नाम नयरी**

**टीका—'तेणं कालेणं' इत्यादि। 'तेणं कालेणं तेणं समएणं'**

इसे उपांग इसलिये कहा है कि यह आचारांगसूत्रका समीपवर्ती है, अर्थात् आचारांग सूत्र के प्रथम अध्ययन के प्रथम उद्देश मे **"एवमेगेसिं णो णायं भवइ–अत्थि मे आया ओववाइए, नत्थि मे आया ओववाइए, के अहं आसी ? के वा इओ चुए इह पेच्चा भविस्सामि ?"** अर्थात्–किन्ही किन्ही जीवों को यह ज्ञान नहीं होता कि मेरा आत्मा उत्पत्तिशील है या मेरा आत्मा उत्पत्तिशील नहीं है ? मै पहले कौन था और यहांसे मरकर परलोक में कौन होऊँगा ?, इत्यादि सूत्र जो कहा है, और इसमें आत्मा के जिस औपपातिकपने का कथन करने मे आया है इसीकी इस उपांग में विस्तारके साथ पुष्टि करने मे आई है, अतः यह पुष्टिकरणरूप समीपता इसमे है, इसीलिये इसमें आचारांगसूत्र की उपांगता सिद्ध होती है। इस उपांगका उपोद्घात इस प्रकार है–**'तेणं कालेणं'** इत्यादि।

(**तेणं कालेणं तेणं समएणं चंपा नाम णयरी होत्था**) उस अवस-

સમીપવર્તી છે એટલે આચારાંગસૂત્રના પ્રથમ અધ્યયનના પ્રથમ ઉદ્દેશમાં "एवमेगेसिं णो णायं भवइ–अत्थि मे आया ओववाइए, नत्थि मे आया ओववाइए, के अहं आसि ? के वा इओ चुए इह पेच्चा भविस्सामि ?" એટલે—કોઇ કોઈ જીવોને એ જ્ઞાન નથી હોતું કે મારો આત્મા ઉત્પત્તિશીલ છે કે નથી, હુ પ્રથમ કોણ હતો અને અહિંથી મૃત્યુબાદ પરભવમાં હું કોણ થઇશ. ઇત્યાદિ સૂત્ર જે કહેલુ છે, તથા એમાં આત્માનુ જે ઔપપાતિકપણાનું કથન કરવામાં આવ્યું છે તેની આ ઉપાંગમાં વિસ્તારસહિત પુષ્ટિ કરવામાં આવી છે. આમ આ પુષ્ટિકરણરૂપ સમીપતા આમાં છે તે માટે આમાં આચારાંગસૂત્રની ઉપાંગતા સિદ્ધ થાય છે. ઉપાંગનો ઉપોદ્ઘાત આ પ્રકારે છેઃ—'तेणं कालेणं' ઇત્યાદિ.

(तेणं कालेणं तेणं समएणं चंपा णाम णयरी होत्था) તે અવસર્પિણી કાલના

# होत्था, रिद्धत्थिमियसमिद्धा पमुइयजणजाणवया आइण्ण-

तस्मिन् काले तस्मिन् समये, अत्र सप्तम्यर्थे तृतीया प्राकृतशैल्या, कालसमययोर्लोकोक्तौ पर्यायत्वे कथं युगपन्निर्देशः? कथं न वा पुनरुक्तिदोषः? अत्र समाधानमाह—'कालः' इति वर्तमानावसर्पिण्याश्चतुर्थारकलक्षणः, समयस्तु हीयमानलक्षणः। यत्र काले सा चम्पाऽभूत् स कोणिको राजा बभूव, श्रीवर्द्धमानस्वामी च भगवान् आसीत्। अथवा 'तेणं' इति तृतीयैकवचनान्तं—तेन कालेन तेन समयेन हेतुभूतेन अवसर्पिणीचतुर्थाऽऽरकलक्षणेन उपलक्षिता चम्पानामिका नगरी आसीत्। ननु सा नगरी सम्प्रत्यपि वर्तते, तर्हि औपपातिकसूत्रप्ररूपणाकालेऽपि 'आसीत्' इति 'अस्ति' इति वक्तव्यम्, तत्कथमुक्तम् 'आसीत्'? इति चेत्, उच्यते—अवसर्पिणीत्वात्कालस्य प्रस्तुतोपाङ्गसंग्रन्थनकाले वर्णनीयचम्पानगरी तादृशी वक्ष्यमाणविशेषणविशिष्टा नाऽभूदिति 'अस्ति' इत्यनुक्त्वाऽऽसीदित्युक्तम्। चम्पापुरी वर्ण्यते—**'ऋद्ध-त्थिमिय-समिद्धा'** ऋद्धस्तिमितसमृद्धा, ऋद्धा—विभवभवनादिभिर्वृद्धिमुपगता, स्तिमिता—स्वपरचक्रभयरहिता, स्थिरेति यावत्, समृद्धा—धनधान्यसमेधिता, एभिस्त्रिभिः पदैः कर्मधारयसमासः, ऋद्धा चासौ स्तिमिता चासौ समृद्धा चेति तथा, विभवविस्तीर्णा प्रशान्तिसम्पन्ना चेत्यर्थः, **'पमुइय-जण-जाणवया'** प्रमुदितजनजानपदा, प्रमुदिताः=प्रमोदं प्राप्ताः जनाः=नागरिकाः, जानपदाः=अशेषदेशवासिनो यस्यां सा तथा, हृष्टप्रभूत-

---

र्पिणी काल के चतुर्थ आरे में और हीयमान उस समय में चम्पा नाम की नगरी थी, उसमें कोणिक राजा राज्य करते थे, और भगवान विचर रहे थे। वह नगरी कैसी थी? इसका वर्णन करते है—वह नगरी (रिद्ध-त्थिमिय-समिद्धा) ऋद्ध—विभव एवं भवनादिकों की विशिष्ट वृद्धि से संपन्न थी। स्तिमित—इसमें निवास करने वाले लोगों को स्वचक्र और परचक्र का भय बिलकुल ही नहीं था। जनता यहां की सुख की नींद सोती और सुख की नींदसे उठती थी। समृद्धा—यह नगरी अखंड धन एवं धान्य से सदा परिपूर्ण थी। (पमुइय-जण-जाणवया) इसीलिये यहां के समस्त नागरिक जन एवं अशेष देशनिवासी मानव सर्वदा आनंद में मग्न

---

ચોથા આરામાં અને હીયમાન તે સમયમાં ચંપા નામે નગરી હતી, તેમાં કોણિક રાજા રાજ્ય કરતા હતા અને ભગવાન મહાવીર વિચરી રહ્યા હતા. તે નગરી કેવી હતી? તેનું વર્ણન કરવામાં આવે છે—તે નગરી (रिद्ध-त्थिमिय-समिद्धा) ऋद्ध-વિભવ તેમજ ભવનાદિની વિશિષ્ટ વૃદ્ધિથી તે નગરી સંપન્ન હતી. स्तिमित-તેમાં નિવાસ કરવાવાળા લોકોને સ્વચક્ર તથા પરચક્રનો બિલકુલ ભય નહોતો. ત્યાંની પ્રજા સુખે નિદ્રા કરતી અને સુખે નિદ્રાથી ઉઠતી હતી. समृद्धा આ નગરી અખંડ ધન ધાન્યથી સદા પરિપૂર્ણ હતી. (पमुइय-जण-जाणवया)

## जण-मणुस्सा हलसयसहस्स-संकिट्ठ-विकिट्ठ-लट्ठ-पण्णत्त-सेउसीमा

वस्तुसौलभ्यात्प्रमोदमाननिखिलजनेति यावत् । 'आइण्णजण-मणुस्सा' आकीर्णजन-मनुष्या, सङ्ख्यातिरेकात् सङ्कुलतया परस्परोपसंघटितमनुष्यप्राणिपरिपूर्णेत्यर्थः । अत्र जनेति जातसामान्यवाचित्वात्प्राणीति निर्वक्ति, ततो मनुष्यश्चासौ जनश्चेति कर्मधारये राजदन्तादीनामाकृतिगणत्वात् मनुष्यशब्दस्य परप्रयोगः, तेन आकीर्णा=व्याप्ता-आकीर्णजनमनुष्या, आर्षत्वात्-आकीर्णशब्दस्य पूर्वप्रयोगः, '**हलसयसहस्स-संकिट्ठ-विकिट्ठ-लट्ठ-पण्णत्त-सेउसीमा**' हलशतसहस्रसंकृष्टविकृष्टलष्टप्रज्ञप्तसेतुसीमा, शतानि च सहस्राणि च शतसहस्राणि, हलानां शतसहस्राणि, अथवा शतमितानि सहस्राणि लक्षमिति यावत्, तैर्हलशतसहस्रैः संकृष्टा विकृष्टा द्विवारं कृष्टा त्रिवारं कृष्टा अत एव लष्टा=मृष्टा प्रतनूकृतलोष्टा मनोज्ञा प्रज्ञप्ता='इयमस्य कर्षकस्ये'-ति निर्दिष्टा **सेतुसीमा**=क्षेत्रपालीरूपा सीमा यस्यां सा तथा, सेतुभङ्गे कृषीवलानां सीमाविवादो मा भूदिति सेतुसीमा प्रज्ञप्ता, इति भावः,

---

बने हुए थे। (**आइण्ण-जण-मणुस्सा**) यहां की मेदिनी (भूमि) सदा अधिक से अधिक मानवजनसंख्या से आकीर्ण बनी रहती थी-मार्गों पर बडी भीड लगी रहती थी। (**हलसयसहस्स-संकिट्ठ-विकिट्ठ-लट्ठ-पण्णत्त-सेउसीमा**) यहां की भूमि सैकडों अथवा हजारों अथवा लाखों हलों द्वारा जोती जाती थी, दो तीन वार जुतने से खेतों की मिट्टी बिलकुल पिस सी जाती थी, प्रायः वह कंकर पत्थर रहित थी, इससे वह बहुत ही मनोज्ञ प्रतीत होती थी। 'यह इस कर्षक की भूमि है, यह इस कर्षक की भूमि है' इस प्रकार से वहां प्रत्येक किसान के खेतकी सीमा निर्धारित- मेडद्वारा करने में आई थी। खेत में मेडद्वारा सीमा निर्धारित यदि न की जाय तो इससे किसानों में अपने खेत की सीमा के बारे में अनेक प्रकारसे विवाद उपस्थित हो जाता

---

આથી અહીંના સમસ્ત નાગરિકજન તેમજ બાકીના બધા દેશનિવાસી મનુષ્યો સર્વદા આનંદમાં મગ્ન થયેલા હતા. (आइण्णजण-माणुस्सा) અહીંની ભૂમિ સદા વધારેને વધારે માનવજનસંખ્યાથી ભરી રહેતી હતી. (हलसय-सहस्स-संकिट्ठ-विकिट्ठ-लट्ठ-पण्णत्त-सेउसीमा) અહીંની ભૂમિ સેંકડો કે હજારો અથવા લાખો હળોથી ખેડાતી હતી. બે ત્રણ વાર ખેડવાથી ખેતરોની માટી બિલકુલ પીસાઈ જતી હતી. મુખ્યતઃ કાંકરા પત્થર રહિત હતી તેથી તે ઘણી જ મનોજ્ઞ પ્રતીત થતી હતી. 'આ આ ખેડૂતની ભૂમિ છે, આ આ ખેડૂતની ભૂમિ છે' એ પ્રકારે ત્યાં પ્રત્યેક ખેડૂતના ખેતરની સીમા મેડ-સીમાચિહ્ન દ્વારા નક્કી કરવામાં આવી હતી. ખેતરમાં મેડ-સીમાચિહ્ન દ્વારા જો નક્કી ન કરવામાં આવે તો તેથી ખેડૂતોમાં પોતપોતાના ખેતરની સીમાના અનેક

**कुक्कुड-संडेय-गाम-पउरा उच्छु-जव-सालि-कलिया गो-महिस-गवेल-ग-प्पभूया आयारवंतचेइय-जुवइ-विविह-सण्णिविट्ठ-बहुला उक्कोडि-**

'**कुक्कुड-संडेय-गामपउरा**' कुक्कुटषाण्डेयग्रामप्रचुरा-कुक्कुटाश्च षाण्डेयाः=लघुगोपतयश्च कुक्कुटषाण्डेयाः, तेषां ग्रामाः=समूहाः ते प्रचुराः=प्रभूता यस्यां सा तथा। '**उच्छु-जव-सालि-कलिया**' इक्षुयवशालिकलिता-इक्षुभिर्यवैः शालिभिश्च कलिता=युक्ता, अनेन प्रजायाः पोषणहेतुरभिहितः। रिक्तोदराणां हि कार्यक्षमता न भवति। '**गो-महिस-गवेलग-प्पभूया**' गोमहिषगवेलकप्रभूता-गावो, महिष्य; गवेलकाः=मेषाः, ते प्रभूताः यस्यां सा तथा। '**आयारवंतचेइय-जुवइ-विविह-सण्णिविट्ठ-बहुला**' आकारवच्चैत्ययुवतिविविधसन्निविष्ट-बहुला-आकारवन्ति=सुन्दराकृतिकानि चैत्यानि=उद्यानानि, तथा युवतीनां विविधानि सन्निविष्टानि=नर्तक्यादीनां सनिवेशनानि भवनानि बहुलानि यस्यां सा तथा,

है, अतः सेतुसीमा की हुई थी। (**कुक्कुड-संडेय-गामपउरा**) इस नगरी में कुक्कट एवं छोटे-छोटे साँढ बहुत थे। (**उच्छु-जव-सालि=कलिया**) इक्षु, जव एवं शाली का ढेर का ढेर यहां के खेतों में लगा रहता था, इससे प्रजाजन के पोषण में किसी भी प्रकार की बाधा किसी भी समय उपस्थित नहीं होती थी। बात भी ठीक है-भूखे पेट कुछ भी नहीं हो सकता। (**गो-महिस-गवेलग-प्पभूया**) गाय और भैंसों की पंक्ति की पंक्ति इस नगरी में दृष्टिपथ होती थी, इससे दूध और घी का अभाव जनता में कभी भी दिखलाई नहीं पडता था। मेष भी यहाँ अधिक मात्रा में थे (**आयार-वंतचेइय-जुवइ-विविह-सण्णिविट्ठ-बहुला**) यहां बडे २ सुन्दर उद्यान थे, एवं युवति नर्तकियों के अनेक भवन भी थे। (**उक्कोडिय-गायगंठिभेयग-भड-तक्कर-खंडरक्ख-**

પ્રકારના વિવાદ પેદા થાય છે એટલે સેતુસીમા કરવામાં આવી હતી. (कुक्कुड-संडेय-गामपउरा) આ નગરીમાં મુર્ગા તેમજ નાના નાના સાંઢ ઘણા હતા. (उच्छु-जव-सालि-कलिया) શેરડી, જવ તેમજ શાલીઓના ઢગલે ઢગલા અહીંના ખેતરોમાં લાગેલા રહેતા હતા, તેથી પ્રજાજનના પોષણમાં કોઈ પણ પ્રકારની બાધા કોઈપણ સમયે ઉપસ્થિત થતી નહોતી. વાત પણ બરાબર છે-ભૂખ્યા પેટે કોઈથી કાંઈ થાય નહિ. (गो-महिस-गवेलग-प्पभूया) ગાય અને ભેંસોની હારની હાર આ નગરીમાં નજરે જોવામાં આવતી હતી તેથી દૂધ અને ઘીનો અભાવ જનતામા કદી પણ જોવામાં આવતો ન હોતો. ઘેટાં પણ અહીં વધારે પ્રમાણમાં હતાં. (आयारवंतचेइय-जुवइ-विविह-सण्णिविट्ठ-बहुला) ત્યાં મોટા મોટા સુંદર ઉદ્યાન (બાગ) હતા તેમજ યુવતી નર્તકીઓ (નાચ કરનારિઓ)નાં અનેક ભવનો પણ હતાં. (उक्कोडिय-गायगंठिभेयग-भड-तक्कर-खंडरक्ख-रहिया) એમાં

**य-गायगंठिभेयग-भड-तक्कर-खंडरक्ख-रहिया खेमा णिरुवद्दवा सुभिक्खा वीसत्थसुहावासा अणेगकोडिकुडुंबियाइण्ण-णिव्वुय-सुहा**

**'उक्कोडिय-गायगंठिभेयग-भड-तक्कर-खंडरक्ख-रहिया'** औत्कोटिकगात्रग्रन्थिभेदक-भट-तस्कर-खण्डरक्ष-रहिता, उत्कोटैरुत्कोचैर्व्यवहरन्ति ते औत्कोटिका=लञ्चग्राहिणः, गात्रात् कटिप्रदेशादे सकाशाद् ग्रन्थिं भिन्दन्तीति गात्रग्रन्थिभेदकाः=गुप्तरीत्या ग्रन्थिहारिणः, भटाः=हठाल्लुण्टाकाः, तस्कराः=चौराः खण्डरक्षाः=शुल्कपालाः, देशसीमायां स्थित्वा ये राजकरं गृह्णन्ति ते, एतै रहिता=एतेषामुपद्रवैर्वर्जिता सर्वोपद्रवविरहितेत्यर्थः, अतएव **'खेमा'** क्षेमा-कुशलस्वरूपा अशुभाभावात्, **'णिरुवद्दवा'** निरुपद्रवा, स्वचक्रपरचक्रो-भयचक्रकृतोपद्रवविरहिता। **'सुभिक्खा'** सुभिक्षा-सु=सुलभा भिक्षा भिक्षूणां यत्र सा तथा, **'वीसत्थसुहावासा'** विश्वस्तसुखावासा-विश्वस्तं=विश्वासमुपगतं निश्चितं सुखं आवासे निवासस्थाने यस्यां सा तथा, **'अणेगकोडिकुडुंबियाइण्ण-णिव्वुय-सुहा'**

**रहिया )** इसमें किसी भी प्रकारका भय नहीं था, न तो लांच लेने वाले जन यहां थे और न गुप्तरीति से गांठ कतरनेवाले ग्रन्थिच्छेदक लुटेरे यहां थे। न यहां भट- जबरदस्ती लूटने वाले डाकू थे और न तस्कर-चोर ही थे। ऐसा भी कोई यहां नहीं था जो देशकी सीमा में खडा होकर राजा के टेक्स को लोगों से जोर-जुल्म द्वारा अपहरण करनेवाला हो। तात्पर्य यह है कि यह नगरी समस्त प्रकार के उपद्रवों से रहित थी। इसीलिये यहां पर ( **खेमा णिरुवद्दवा सुभिक्खा वीसत्थसुहावासा**) क्षेमा कुशलता बनी रहती थी, निरुपद्रवा-स्वचक्र और परचक्र का भय यहां नहीं था। सुभिक्षा-भिक्षुओंको भिक्षा भी सदा सुलभ थी। विश्वस्तसुखावासा-यहां का निवास जनता को सुखकारक था। मकानका दरवाजा खोलकर भी रात्रि को जनता

કોઈ પણ પ્રકારનો ભય નહોતો. નતો લાંચ લેવા વાળા જનો અહીં હતા કે ન તો ખીસાકાતરૂ લુટારા અહીં હતા. નહોતા અહીં ભટ-જબરદસ્તી લૂટવાવાળા ડાકૂઓ કે નહોતા તસ્કર-ચોર લોકો. એવા પણ કોઈ અહીં નહોતા કે જે દેશની હદમાં ઉભા રહીને રાજાના કરને લોકો પાસેથી જોરજુલમથી પડાવા લેવાવાળા હોય. તાત્પર્ય એ છે કે આ નગરી સમસ્ત પ્રકારના ઉપદ્રવોથી રહિત હતી. એટલા માટે અહીં ( खेमा णिरुवद्दवा सुभिक्खा वीसत्थसुहावासा ) क्षेमा-કુશલતા કાયમ રહેતી હતી, निरुपद्रवा-સ્વચક્ર અને પરચક્રનો ભય અહીં નહોતો. सुभिक्षा-ભિક્ષુઓને ભિક્ષા પણ સદા સુલભ હતી. विश्वस्तसुखावासा-અહીંનો નિવાસ જનતાને સુખકારક હતો. મકાનના બારણા ઉઘાડાં રાખીને પણ લોકો રાત્રિમાં

**णड-णट्टग-जल्ल-मल्ल-मुट्ठिय-वेलंबग-कहग-पवग-लासग-आइक्खग-लंख-मंख-तूणइल्ल-तुंबवीणिय-अणेगतालायराणुचरिया आरा-**

अनेककोटिकौटुम्बिकाकीर्णनिर्वृतसुखा, अनेककोटिसङ्ख्यासङ्ख्येयैः कौटुम्बिकैः=अनेक-पुत्रादि-परिवारवद्भिराकीर्णा=व्याप्ता चासौ निर्वृतसुखा=सम्पन्नसौख्या चेति तथा, जनताया बाहुल्येऽपि सुखसामग्री न तत्र दुर्लभेति भावः । '**णड-णट्टग-जल्ल-मल्ल-मुट्ठिय-वेलंबग-कहग-पवग-लासग-आइक्खग-लंख-मंख-तूणइल्ल-तुंबवीणिय-अणेगतालायराणुचरिया**' नट-नर्त्तक-जल्ल-मल्ल-मौष्टिक-विडम्बक-कथक-प्लवक-लासका-चक्षक-लङ्ख-मङ्ख-तूणावत्तुम्बवीणिकानेकतालाचरानुचरिता, तत्र **नटाः**=नाटककारकाः, **नर्तकाः**=नैकविध-नृत्यनिष्णाताः, **जल्लाः**=रज्जूपरिक्रीडनर्गीलाः, **मल्लाः**=मल्लक्रीडाकारकाः, **मौष्टिकाः**=मुष्टि-

निश्चिन्तरीति से सुखकी निद्रा लिया करती थी। (**अणेगकोडिकुडुंबियाइण्णणिव्वुयसुहा**) करोडों कुटुम्बों से इस नगरी के व्याप्त होने पर भी उन्हे यहां किसी भी प्रकार के कष्टका अनुभव नहीं होता था । उन्हें यहाँ प्रत्येक जीवनोपयोगी सामग्री सुलभ थी। (**णड-णट्टग-जल्ल-मल्ल-मुट्ठिय-वेलंबग-कहग-पवग-लासग-आइक्खग-लंख-मंख-तूणइल्ल-तुंबवीणिय-अणेगतालायराणुचरिया**) **नट**-नाटक करनेवालों से, **नर्त्तक**-अनेक प्रकारकी नृत्यक्रिया में निष्णात व्यक्तियो से, **जल्ल**-रस्सी पर चढकर विविध प्रकार के खेल तमासे दिखलाकर जनता का मनोरंजन करनेवाले नटोंसे, **मल्ल**-मल्लक्रीडा में निपुण पहलवानों से, **मौष्टिक**-मुष्टि से प्रहार करनेवाले मौष्टिकों से, **विडम्बक**-वेष एवं भाषा आदि द्वारा दूसरों की नकल करके स्वयं हसनेवाले तथा दूसरों को भी उनके चित्तको अनुरंजित करके हंसानेवाले वहुरूपियों से, **कथक**-अनेक प्रकार की

નિશ્ચિંત રીતે સુખની નિદ્રા લેતા હતા. (अणेगकोडिकुडुंबियाइण्णणिव्वुयसुहा) કરોડો કુટુંબોથી આ નગરી વ્યાપ્ત હોવા છતાં પણ તેમને અહીં કોઇપણ પ્રકારનાં કષ્ટનો અનુભવ થતો નહિ. તેમને અહીં પ્રત્યેક જીવન-ઉપયોગી ચીજ વસ્તુ સહેજે મળતી હતી. (णड-णट्टग-जल्ल-मल्ल-मुट्ठिय-वेलंबग-कहग-पवग-लासग-आइक्खग-लंख-मंख-तूणइल्ल-तुंबवीणिय-अणेगतालायराणुचरिया) नट-નાટક કરવાવાળાઓથી नर्त्तक-અનેક પ્રકારની નૃત્યક્રિયાઓમાં નિષ્ણાત એવા પાત્રોથી, जल्ल-દોરડાં પર ચઢીને વિવિધ પ્રકારના ખેલ-તમાસા દેખાડીને જનતાને મનોરંજન કરવાવાળા નટોથી, मल्ल-મલ્લક્રીડામાં નિપુણ પહેલ-વાનોથી, मौष्टिक-મુષ્ટિથી પ્રહાર કરવાવાળા મૌષ્ટિકોથી, विडम्बक-ભેષ તેમજ ભાષા (બોલી) દ્વારા બીજાઓની નકલ કરીને પોતે હસે તથા બીજાઓને પણ ખુશી

**मुज्जाण-अगड-तलाग-दीहिय-वप्पिणगणोववेया नंदणवण-सन्नि-**

प्रहरणशीलाः, **विडम्बकाः**=वेषभाषादिभिः परानुकरणेन हसनहासनशीलाः, **कथकाः**= विविधकथाकारकाः गायका वा, **प्लवकाः**=उत्प्लवनशीलाः —नद्यादितरणशीला वा, **लासकाः**= रासक्रीडाकारिणः, **आचक्षकाः**=शुभाशुभशकुनाभिधायकाः, **लङ्खाः**—दीर्घवंशशिरसि क्रीडन-शीलाः, **मङ्खाः**=चित्रफलकं दर्शयित्वा भिक्षाग्राहिणः, **तूणावन्तः**=तूणाभिधानवाद्यवादकाः, **तुम्बवीणिकाः**—वीणावादकाः, अनेके च ते **तालाचराः**—काष्ठकरतालादिभिस्तालान् ददतो लोकानाऽऽचरन्ति=अनुरञ्जयन्ति ये ते तथा; एतैर्नटादितालाचरान्तैरनुचरिता=युक्ता या सा तथा। '**आरामु-ज्जाण-अगड-तलाग-दीहिय-वप्पिणगणोववेया**' आरामोद्यानावटतडागदीर्घिका-

कथाकहानियों के कहने मे कुशलमतिवाले कथाकारकों से. अथवा विविध प्रकार की गानकला में निपुण सगीतविद्याके जाननेवालों से, प्लवक—कूदनेवालोसे अथवा तैरने की कलामें पारंगत अनेक तैराकोंसे, लासक-रास रचनेमे निपुण व्यक्तियों से, आचक्षक-शुभ और अशुभ शकुन को प्रकट करने मे विशेषदक्ष नैमित्तिको से, लङ्ख-बडे बडे बांसों के अग्रभाग पर चढकर वहां अनेक प्रकारकी क्रीडा करके दिखानेवाले नटो से, मङ्ख-सुन्दर चित्रो को दिखलाकर जनतासे भिक्षा ग्रहण करनेवाले भिक्षुकोसे, तूणइल्ल-तूणा नामके वाद्यविशेष को बजाने वाले बाजीगरों से, तुम्बवीणिक-वीणा के बजाने में विशेष पटु वीणावादकों से, एवं तालाचर-काष्ठ-करताल आदिद्वारा ताल देकर लोगोंको अनुरंजित करनेवाले तालाचरो से अनुचरिता-वह नगरी कभी भी शून्य नहीं रहती थी। ( **आरामु-ज्जाण-अगड-तलाग-दीहिय-वप्पिणगणो-**

કરીને હસાવે એવા બહુરૂપીઓથી, कथक—અનેક પ્રકારની કથા—વાર્તા કહેવામાં કુશલમતિવાળા કથાકારોથી, અથવા વિવિધ પ્રકારની ગાનકળામા નિપુણ એવા સંગીતજ્ઞોથી, प्लवक—કુદવાની વિદ્યામા પૂર્ણ નિપુણતા પ્રાપ્ત કરેલી હોય તેવા કુદ-નારાઓથી, અથવા તરવાની કળામાપારગત અનેક તારૂઓથી, लासक-રાસ રચવામા નિપુણ વ્યક્તિઓથી, आचक्षक-શુભ અને અશુભ શકુન કહેવામા બહુજ દક્ષ એવા નૈમિત્તિકોથી, लङ्ख—મોટા મોટા વાસની ટોચ ઉપર ચઢીને ત્યા અનેક પ્રકારની ક્રીડા કરીને દેખાડવાવાળા નટોથી, मङ्ख—સુદર સુદર ચિત્રોને દેખાડીને લોકો પાસેથી ભિક્ષા ગ્રહણ કરવાવાળા ભિક્ષુઓથી, तूणइल्ल-તૂણા નામના વાદ્યવિશેષ બજા-વવાવાળા બાજીગરોથી, तुम्बवीणिक-વીણા બજાવવામા વિશેષ પ્રવીણ એવા વીણાવાદ-કોથી, તેમજ तालाचर-કાષ્ઠકરતાલ આદિદ્વારા તાલ દઈ ને લોકોને ખુશી કરવાવાળા તાલાચરોથી अनुचरिता-તે નગરી કદી પણ શૂન્ય રહેતી નહોતી (आरामु—ज्जाण—अगड—तलाग—दीहिय—वप्पिण-गणोववेया नंदणवणसन्निभप्पगासा) આરામો—માલતી

**भप्पगासा उव्विद्ध-विउल-गंभीर-खायफलिहा चक्क-गय-मु-**

वप्पिणगणोपपेताः, तत्र आरमन्ति=क्रीडन्ति यत्र ते **आरामाः**=मालतीप्रभृतिलता-व्रातत‍रुसमूहसमेताः प्रदेशाः, **उद्यानानि**=कुसुमस्तबकाऽवनतलघुतरुपरिमण्डितानि स्थानानि, **अवटाः**=कूपाः, **तडागाः**=जलाशयविशेषाः, **दीर्घिकाः**=वाप्यः, **वप्पिणाः**=जलक्रीडा-स्थानानि क्षेत्राणि वा, 'वप्पिण' इति देशीयः शब्दः, एतेषां **गणाः**=समूहाः, गुणा वा= रमणीयतादयः, तैः **उपपेता**=युक्ता सा, **'नंदणवणसन्निभप्पगासा'** नन्दनवनसन्निभप्रकाशा-नन्दनवनं-मेरोर्द्वितीयवनं, तत्सन्निभप्रकाशः तत्प्रकाशसदृशः प्रकाशो यस्यां सा तथा, नन्दनवनसदृश-सुखसम्पन्ना चम्पानगरी-इत्यर्थः । **'उव्विद्ध-विउल-गंभीर-खायफलिहा'** उद्विद्ध-विपुलगम्भीरखातपरिखा-उद्विद्धम्-उत्=उत्कर्षेण विद्धम्=अत्यधः खानितम् 'अतिउण्ड' इति भाषाप्रसिद्धं. ' विपुलं=विस्तृतम्, गम्भीरम्=अदृश्याधस्तलम्, खातम्= उपरिविशालम् सङ्कुचिताधस्तलम्, परिखा च=चतुर्दिक्षु गोलाकारखातरूपा 'खाई' इति भाषाप्रसिद्धा यस्यां सा तथा, खातपरिखापरिवेष्टितेत्यर्थः । **'चक्क-गय-मुसुंढि-ओरोह-सयग्घि-जमलकवाडघणदुप्पवेसा'** चक्रगदामुसुण्ढ्यवरोधशतघ्नीयमलकपाटघनदुष्प्रवेशा,

---

**वप्पिणगणोववेया नंदणवणसन्निभप्पगासा )** **आरामों**-मालतीलता आदि के समूहो मे एवं वृक्षराजि मे मंडित प्रदेशों-से, **उद्यानों**-पुष्पोंके गुच्छों के भारसे अवनत छोटे २ वृक्षों से परिमण्डित स्थानों-से, **अवट**-कूपों-से, **तडाग**-सरोवरों-से, **दीर्घिका**-वापियों से, **वप्पिण**-जलक्रीडा करनेके विशेष स्थानो से वह नगरी सुशोभित थी, इसलिये मेरु के नंदनवन जैसी वह शोभाका धाम बनी हुई थी। **( उव्विद्ध-विउल-गंभीर-खायफलिहा, चक्क-गय-मुसुंढि-ओरोह-सयग्घि-जमलकवाडघणदुप्पवेसा )** **उद्विद्ध**-इस नगरी के चारों ओर जो गोलाकार खाई थी वह बहुत ही गहरी थी, **विपुल**-विस्तृत थी, **गंभीर**-जिसका अधस्तल अदृश्य था ऐसी थी, एवं **खातपरिखा**-ऊपर विस्तृत और नीचे संकुचित थी। इसका जो चारों ओर का

---

લતા આદિના સમૂહોથી તેમજ વૃક્ષરાજિથી શોભતા પ્રદેશોથી, **ઉદ્યાનો**-પુષ્પોના ગુચ્છોના ભારથી લચી પડેલા નાના નાનાં વૃક્ષોથી વીંટાએલાં સ્થાનોથી, **અવટ**-કૂવાઓથી, **તડાગ**-સરોવરોથી, દીર્ઘિકા-વાવોથી **વપ્પિણ**-જલક્રીડા કરવાનાં સ્થાન વિશેષથી તે નગરી સુશોભિત હતી. તેથી મેરૂના નંદનવન જેવી તે શોભાનુ ધામ બની ગઇ હતી. (उव्विद्ध-विउल-गंभीर-खायफलिहा, चक्क-गय-मुसुंढि-ओ-रोह-सयग्घि-जमलकवाडघणदुप्पवेसा ) આ નગરીની ચારે કોર જે ગોળાકાર ખાઈ હતી તે ઘણીજ ઊંડી હતી, વિસ્તારવાળી હતી, ગંભીર-જેનુ તળિયું અદૃશ્ય હતું એવી હતી, તેમજ ઉપર પહોળી અને નીચે સંકુચિત

**सुंढि–ओरोह–सयग्घि-जमलकवाडघणदुप्पवेसा धणुकुडिल–वंक-पागार-परिक्खित्ता कविसीसगवट्टरइयसंठियविरायमाणा अट्टालय-**

तत्र—**चक्राणि**=रथाङ्गानि, **गदाः**=शस्त्रविशेषाः **मुसुण्ढ्यः**—शस्त्रविशेषा एव, अवरोधः—रथ्याद्वारे प्रतिभित्तिः, **शतघ्न्यः**—या उपरितनदेशान्निपातिताः सत्यः पुरुषशतानि घ्नन्ति ताः, **यमलकपाटानि**=समभागद्वयोपेतानि कपाटानि, तान्येव **घनानि**=सान्द्राणि—दृढानि वा—"घनः सान्द्रे दृढे दार्ढ्ये विस्तारे मुद्गरेऽम्बुदे।" इति हैमकोशात्। एतैः परचक्रादीनां दुष्प्रवेशा=दुःखेन प्रवेष्टुं योग्या परचक्रादिपराभवरहितेत्यर्थः, **'धणुकुडिलवंकपागारपरिक्खित्ता'** धनुःकुटिलवक्रप्राकारपरिक्षिप्ता—कुटिलं च तद्धनुः—धनुःकुटिलम्, आर्षत्वाद्विशेषणस्य परनिपातः, कुटिलधनुषोऽपेक्षयाऽपि वक्रेण प्राकारेण परिक्षिप्ता युक्तेत्यर्थः, **'कविसीसगवट्टरइयसंठियविरायमाणा'** कपिशीर्षकवृत्तरचितसंस्थितविराजमाना, तत्र—कपिशीर्षकाः=प्राकाराग्रभागाः **'कंगुरा,** इति भाषाप्रसिद्धाः वृत्तरचिताः=गोलाकारेण निर्मिताः संस्थिताः=सुन्दरसंस्थानयुक्तास्तैर्विराजमाना—सुन्दरकपिशीर्षकतया शोभाशालिनीत्यर्थः, **'अट्टालय-चरिय-दार-गोपुर-तोरण—समुण्णय—सुविभत्त—रायमग्गा'** अट्टालकचरिकाद्वारगोपुरतोरणसमुन्नतसुविभक्तराजमार्गा,

कोट था वह चक्र, गदा, मुसुंढी, और **अवरोध**-रथ्याद्वार के पासकी दोहरी भीत से, **शतघ्नी**-जिनके उपर से गिराने पर सैकडों व्यक्ति चूर्णित हो जाते है ऐसे अस्त्रविशेषों से या तोपों से, और **यमलकपाटघन**-मजबूत, सम युगल कपाटों से युक्त था, अत एव **दुष्प्रवेशा**-उस नगरी में शत्रु प्रवेश नहीं कर सकते थे। (**धणुकुडिल—वंक—पागार—परिक्खित्ता**) इस नगरी का प्राकार (किला) कि जिससे यह परिवेष्टित थी वह वक्र हुए धनुष से भी अधिक वक्र था। (**कविसीसगवट्टरइयसंठियविरायमाणा अट्टालय-चरिय-दार-गोपुर-तोरण-समुण्णय-सुविभत्त-रायमग्गा**) **कपिशीर्षक**-कोट के कंगूरे गोल आकार के थे एवं रंग—विरंगे थे। इस कोट के

હતી. તેની ચારે કોર જે કોટ હતો તે ચક્ર, ગદા, મુસુંઢી, અને અવરોધ—દ્વારના પાસેની બેવડી ભીંત—થી, શતઘ્ની—જેને ઉપરથી પાડી નાખવાથી સેંકડો વ્યક્તિ ચુરેચુરા થઇ જાય છે એવાં અસ્ત્રવિશેષથી, અથવા તોપોથી, અને મજબૂત સમ યુગલ કપાટોથી યુક્ત હતી. આ કારણથી તે નગરીમાં શત્રુ પ્રવેશ કરી શક્તા નહોતા. (धणुकुडिल-वंक-पागार—परिक्खित्ता) આ નગરીનો પ્રાકાર (કિલ્લો) કે જેનાથી તે ઘેરાયેલી હતી તે વાંકા થયેલા ધનુષથી પણ વધારે વાંકો હતો. (कविसीसगवट्टरइयसंठियविरायमाणा अट्टालय-चरिय-दार-गोपुर-तोरण-समुण्णय-सुविभत्त-रायमग्गा) કોટના કાંગરા ગોળ આકારના હતા તેમજ રંગબેરંગી હતા. આ કોટની ઉપર અટ્ટાલિકાઓ (અગાસીઓ) બનાવેલી હતી. કોટના મધ્યભાગમાં જ્યાં દરવાજા

**चरिय-दार-गोपुर-तोरणसमुण्णयसुविभत्तरायमग्गा छेयायरिय-रइयदढफलिहइंदकीला विवणिवणिछेत्तसिप्पियाइण्णणिव्वुयसुहा**

तत्र-अट्टालकाः-प्राकारोपरिवर्तिस्थलविशेषाः, **चरिकाः**=अष्टहस्तप्रमाणा वसति-दुर्गान्तरालवर्तिमार्गाः 'दार' द्वाराणि-प्रसिद्धानि, गोपुराणि-गोपुराणि हि नगरस्य सौन्दर्यार्थं प्रतिद्वाराग्रे निर्मितानि विचित्रशोभासम्पन्नानि प्रवेशद्वाराणि, तोरणानि=प्रसिद्धानि, एतैरट्टालकादिभिः-उन्नताः-दर्शनीयत्वादिगुणसम्पन्नाः सुविभक्ताः-तत्तत्स्थाने गमनाय विभागरूपेण रचिता राजमार्गा यस्यां सा। '**छेयायरियरइयदढफलिहइंदकीला**' छेकाचार्यरचितदृढपरिघेन्द्रकीला-छेकाचार्येण निपुणशिल्पिना, रचितः कृतः, परिघः= **अर्गला**, इन्द्रकीलः=संयोजितकपाटद्वयदृढीकरणाय लौहमयकीलविशेषः यद्वा-कपाटदृढी-करणाय लौहमयकण्टकविशेषः, यस्यां सा तथा, '**विवणिवणिछेत्तसिप्पिया-इण्णणिव्वुयसुहा**' विपणिवणिक्क्षेत्रशिल्प्याकीर्णनिर्वृतसुखा, तत्र-विपणीनां=हट्टानां वणिजां च '**छेत्त**' क्षेत्रं-स्थानरूपा या सा, प्रचुरहट्टप्रचुरव्यापारिगणसम्पन्नेत्यर्थः, तथा-शिल्पिभिः= कुम्भकारतन्तुवायादिभिः-आकीर्णा=परिपूर्णा, अतएव जनानां प्रयोजनसिद्ध्या निर्वृत-

---

ऊपर अट्टालिकाएँ बनी हुई थीं, कोट के मध्यभाग में जहां पर दरवाजे थे वहां आठ हाथ-प्रमाण चौडा मार्ग था। कोटमें प्रधान दरवाजे थे, जहां से नगरी में प्रवेश किया जाता था। द्वारों पर तोरण बहुत उन्नत थे। भिन्न २ स्थानों पर पहुँचने के लिये अलग २ मार्ग बने हुए थे। (**छेयायरियरइयदढफलिहइंदकीला**) निपुण शिल्पीके द्वारा रचित-कृत अर्गला से एवं इन्द्रकीला-दोनों किवाडोंको परस्पर में दृढ करनेके लिये लगाये गये लोहनिर्मित कीलों से इस नगरीके द्वार युक्त थे। (**विवणिवणिछेत्तसिप्पियाइण्णणिव्वुयसुहा**) इसके बाजार अनेक दुकानों एवं व्या-पारियोंसे आकीर्ण रहते थे। नगरीमें कुंभार और तन्तुवाय-जुलाहे बहुत थे, इससे

---

હતા ત્યાં આઠ હાથના માપના પહોળા રસ્તા હતા. કોટમાં મુખ્ય દરવાજા હતા જેમાંથી નગરીમાં પ્રવેશ કરાતો હતો. દ્વારો ઉપર તોરણ ઘણાં સરસ હતાં, જુદાં જુદાં સ્થાનો પર પહોંચવા માટે જુદા જુદા માર્ગ બનેલા હતા. (छेयायरियरइयदढफलिहइंदकीला) નિપુણ શિલ્પીથી બનાવેલ અર્ગલા (આગ-ળીયા)થી તેમજ ઇંદ્રકીલા-બન્ને કમાડોને પરસ્પરમાં દૃઢ કરવા માટે લગાડવામાં આવેલ લોઢાના બનાવેલ કીલા (ભોગળ) થી આ નગરીનાં દ્વારો યુક્ત હતાં. (विवणिवणिछेत्तसिप्पियाइण्णणिव्वुयसुहा) એની બજાર અનેક દુકાનો તેમજ વ્યાપારીઓથી ભરચક રહેતી હતી. નગરીમાં કુંભાર અને વણકર

**सिंघाडग-तिग-चउक्क-चच्चर-पणियावण-विविहवत्थुपरिमंडिया सुरम्मा नरवइपविइण्णमहिवइपहा अणेगवरतुरग-मत्तकुंजर-रहपह-**

निष्पन्नं सुखं यस्यां सा तथा, ततः पदत्रयस्य—विपिणिवणिक्क्षेत्रं चासौ शिल्प्याकीर्णा चासौ निर्वृतसुखा चेति विगृह्य कर्मधारयः। '**सिंघाडग-तिग-चउक्क-चच्चर-पणियावण-विविहवत्थुपरिमंडिया**' शृङ्गाटकत्रिकचतुष्कचत्वरपणिताऽऽपणविविधवस्तुपरिमण्डिता, तत्र—शृङ्गाटकं—त्रिकोणं स्थानम्, त्रिकं—यत्र त्रयो मार्गा मिलिताः, चतुष्कं—यत्र चत्वारो मार्गा मिलन्ति, चत्वरं—यत्र विविधमार्गसङ्गमः, एषु स्थानेषु पणितं—पणनं=क्रयविक्रयव्यवहारस्तदर्थं ये—**आपणाः**=हट्टास्तेषां विविधवस्तूनि—विक्रेयद्रव्याणि, तैः परिमण्डिता—सुशोभिता। '**सुरम्मा**' सुरम्या '**नरवइपविइण्णमहिवइपहा**' नरपतिप्रविकीर्णमहीपतिपथा—नरपतिना भूपेन प्रविकीर्णः—गमनागमनाभ्यां व्याप्तः, महीपतिपथः—राजमार्गो यस्यां सा।

लोगोंकी प्रत्येक आवश्यक प्रयोजनकी सिद्धि होते रहनेसे चित्तवृत्ति सुखित बनी रहती थी, (**सिंघाडग-तिग-चउक्क-चच्चर-पणियावण-विविहवत्थुपरिमंडिया**) शृंगाटक—त्रिकोण-स्थानमे, त्रिक—तीनमार्ग जहां पर आकर मिले होते है ऐसे स्थानमे, चतुष्क—जहां चार रास्ते आकर मिलते है ऐसे स्थानमें, चत्वर—जहां अनेक प्रकारके मार्गोंका सङ्गम होता है ऐसे स्थानमें, क्रय और विक्रय करनेके निमित्त अनेक दुकानें बनी हुईथीं, जो सदा अनेक प्रकारकी विक्रेय वस्तुओंसे परिमण्डित रहा करती थीं, ऐसी दुकानोंसे यह नगरी सुरम्य थी। शोभा भी नगरीकी निराली होनेसे यह नगरी स्वयं (**सुरम्मा**) देखने-वालोंके मनको आह्लादकारक हो रही थी। (**नरवइपविइण्णमहिवइपहा**) इसके राज-मार्ग नरपतिके गमन और आगमनसे सदा व्याप्त बने रहते थे। (**अणेगवरतुरग-**

ઘણા હતા તેથી લોકોની પ્રત્યેક આવશ્યક પ્રયોજનની સિદ્ધિ થતી રહેતી હોવાથી ચિત્તવૃત્તિ સુખમય બની રહેતી હતી. (सिंघाडग-तिग-चउक्क-चच्चर-पणियावण-विविहवत्थुपरिमंडिया) શૃંગાટક-ત્રિકોણ સ્થાનમાં, ત્રિક-ત્રણ રસ્તા જ્યા આવીને ભેગા થાય છે એવાં સ્થાનમાં, ચતુષ્ક-જ્યા ચાર રસ્તા આવીને મળે છે એવાં સ્થાનમા, ચત્વર-જ્યા અનેક પ્રકારના માર્ગોનો સંગમ થાય છે એવા સ્થાનમાં, ક્રય અને વિક્રય કરવા નિમિત્તે અનેક દુકાનો બનાવેલી હતી-જે સદા અનેક પ્રકારની વેચવાની વસ્તુઓથી શોભિત રહ્યા કરતી હતી. એવી દુકાનોથી આ નગરી સુરમ્ય ( સુન્દર ) હતી. શોભા પણ આ નગરીની નિરાલી હોવાથી તે (सुरम्या) જોનારના મનને આહ્લાદકારક થતી ( લાગતી ) હતી. (नरवइपविइण्णमहिवइपहा) એના રાજમાર્ગ નરપતિનાં ગમન આગ-મનથી સદા વ્યાપ્ત બનેલા રહેતા હતા. (अणेगवरतुरग-**मत्तकुंजर-रहपहकर-**

**कर-सीय-संदमाणीआइण्णजाणजुग्गा विमउलणवणलिणिसोभियजला पंडुरवरभवणसण्णिमहिया उत्ताणणयणपेच्छणिज्जा पासाईया दरिसणिज्जा अभिरूवा पडिरूवा ॥ सू. १ ॥**

'अणेगवरतुरग-मत्तकुंजर-रहपहकर-सीय-संदमाणीआइण्णजाणजुग्गा' अनेकवरतुरगमत्तकुञ्जररथप्रकरशिबिकास्यन्दमान्याकीर्णयानयुग्या, तत्र-अनेकैः-बहुविधैः, वरतुरगैः श्रेष्ठैरश्वैः, मत्तकुञ्जरैः-मदोन्मत्तगजैः, रथप्रकरैः-रथसमूहैः शिबिकाभिः-चतुरष्टषोडशपुरुषवाह्याभिः, स्यन्दमानीभिः-लघुशिबिकाभिः, आकीर्णा-व्याप्ता परिपूर्णा इत्यर्थः, यानानि-रथभेदाः युग्याः-युगवहनशीलाः-हया वृषभा वा सन्ति यस्यां सा तथा, ततः पदद्वयस्य कर्मधारयः। 'विमउलणवणलिणिसोभियजला' विमुकुलनवनलिनीशोभितजला-विमुकुलाभिर्विकसिताभिः, नवाभिः-अचिरसमुत्पन्नाभिः, नलिनीभिः-कमलिनीभिः शोभितानि जलानि यस्यां सा तथा। 'पंडुरवरभवणसण्णिमहिया' पाण्डुरवरभवनसम्यक्महिता-पाण्डुरैः-सुधाधवलैः, वरभवनैः-प्रासादैः सम्यक् समन्तात्, महिता-प्रशंसिता रम्या-इत्यर्थः। 'उत्ताणणयणपेच्छणिज्जा' उत्ताननयनप्रेक्षणीया-उत्तानैः-निर्निमेषैः नयनैः

**मत्तकुंजर-रहपहकर-सीय-संदमाणीआइण्णजाणजुग्गा**) यहां के मार्ग अनेक प्रकारके सुन्दर घोडोसे, मत्तकुंजरोंसे, रथोंके समूहसे, चार या आठ अथवा सोलह मनुष्यों द्वारा उठाई जानेवाली वडी२ पालकियोसे, तामजामोंसे युक्त रहा करते थे। हय-घोडे वृषभ-बैल यहां रथोंको खेचा करते थे। (**विमउलणवणलिणिसोभियजला**) यहाके जलाशयोंका जल भी प्रफुल्लित नवीन२ कमलिनियोसे सुशोभित था। (**पंडुरवरभवणसण्णिमहिया**) इसका प्रत्येक सदन सदा सुधा-चुने से पुते रहनेके कारण बडाही भला मालूम पडता था (**उत्ताणणयणपेच्छणिज्जा**) नगरीकी

सीय-संदमाणीआइण्णजाणजुग्गा) અહીંના માર્ગ અનેક પ્રકારના સુંદર ઘોડાઓથી, મત્ત કુંજરોથી (હાથીઓથી), રથોના સમૂહોથી, ચાર કે આઠ અથવા સોળ મનુષ્યો દ્વારા ઉપાડાતી મોટી મોટી પાલખીઓથી, તામજાનોથી યુક્ત રહ્યા કરતા હતા. હય-ઘોડા, વૃષભ-બળદ અહીં રથોને ખેંચતા હતા. (विमउलणवणलिणिसोभियजला) અહીંનાં જલાશયોના જલ પણ પ્રફુલ્લિત નવીન નવીન કમળોથી સુશોભિત રહેતા હતાં (पंडुरवर-भवणसण्णिमहिया) આનાં પ્રત્યેક સદન (મકાન) સદા ચુનાથી પોતાએલા રહેવાના કારણે ખૂબ જ સરસ લાગતા હતાં. (उत्ताणणयणपेच्छणिज्जा)

प्रेक्षणीया, शोभासम्भारशालितया नगरीं पश्यद्भिर्निर्मेषा प्रायो न पात्यन्ते। **'पासाईया'** प्रासादीया—प्रसादो मनःप्रसन्नता प्रयोजनं यस्याः सा प्रासादीया—हार्दिकोल्लासकारिणीति यावत् **'दरिसणिज्जा'** दर्शनीया—रमणीयतया क्षणे क्षणे द्रष्टुं योग्या, **'अभिरूवा'** अभिरूपा—अभिमतमनुकूलं रूपं यस्याः सा तथा, **'पडिरूवा'** प्रतिरूपा—रूप्यते एवोऽयमिति निश्चीयतेऽनेनेतिरूपमाकारः—अभिमतम् असाधारणं रूपं यस्याः सा अभिरूपा—सर्वथा दर्शकजननयनमनोहारिणीति निष्कर्षः ॥ सू. १ ॥

---

शोभा—अपलक—निर्निमेष दृष्टि से ही देखने योग्य थी—यह नगरी इतनी अधिक सुन्दर थी की जिसे निर्निमेष होकर लोग निहारा करते थे—फिर भी नहीं अघाते थे। (**पासाईया**) देखकर मनमें बडीही प्रसन्नता होती थी। (**दरिसणिज्जा**) प्रदर्शिनीकी वस्तु जैसी यह बनी हुई थी। अति रमणीय होनेकी वजहसे यह क्षण २ में देखनेके काबिल थी। (**अभिरूवा पडिरूवा**) इसका रूप अनुकूल था—मनको रुचे ऐसा था। इसीलिये यह अभिरूप एवं प्रतिरूप थी—दर्शकजनके मनको सब प्रकारसे आनंद प्रदान करनेवाली थी।

**भावार्थ**—अवसर्पिणी कालके चतुर्थ आरेमें चंपा नामकी नगरी थी। इसमें ऊंचे २ मकान थे। ऋद्धिसे यह मंडित थी। किसीभी प्रकारका यहां भय नहीं था। जनता हरएक प्रकारसे निर्भय होकर इसमें निर्विघ्न से रहा करती थी। नगरीमें ऐसा कोई भी स्थल नहीं था जो भाग्यशाली जनसमूह से आकीर्ण न हो। इसके

---

નગરીની શોભા નિર્નિમેષ દૃષ્ટિએ જ જોવા લાયક હતી (દેખાઈ આવતી હતી). આ નગરી એટલી તો વધારે સુંદર હતી કે લોકો આંખનું મટકું માર્યા વગર જોયા જ કરતા હતા છતાં થાકતા નહોતા. (पासाईया) જોઇને મનમા ખૂબજ પ્રસન્નતા થતી હતી. (दरिसणिज्जा) પ્રદર્શનીની વસ્તુ જેવા એ બની ગઈ હતી. અતિરમણીય હોવાને કારણે એ ક્ષણે ક્ષણે જોવા યોગ્ય હતી (अभिरूवा पडिरूवा) તેનું રૂપ અનુકૂળ હતું-મનને રૂચે એવું હતું, તેથી તો તે અભિરૂપ તેમજ પ્રતિરૂપ હતી. જોનાર લોકોનાં મનને સર્વ પ્રકારથી આનંદ પ્રદાન કરાવે તેવી હતી.

ભાવાર્થ-અવસર્પિણી કાલના ચોથા આરામાં ચંપા નામે નગરી હતી. તેમાં ઉંચાં ઉંચાં મકાન હતાં. ઋદ્ધિથી તે શોભતી હતી. કોઇ પણ પ્રકારનો અહીં ભય નહોતો. લોકો હરેક પ્રકારથી નિર્ભય બનીને તેમા નિર્વિઘ્ને રહેતા હતા. નગરીમાં એવું કોઈ પણ સ્થળ નહોતું કે જે ભાગ્યશાળી જનસમૂહથી

बाहिरकी जमीन हजारो हलोसे जुता करती थी । प्रत्येक मौसमका धान्य इसमें होता था । गाय-भैसोकी इसमें कमी नहीं थी। नगरीकी सीमामें गांव बहुत नजदीक बसे हुए थे। इक्षु आदिकी उपज इसमें अधिक मात्रामें होती थी। बडे सुन्दर एवं विशाल बगीचे थे। इसमें जनताको कष्ट देनेवालोका नामोनिशा तक भी नहीं था। न यहां लॉच लेने वाले थे, न ग्रन्थिच्छेदक थे, न उचक्के लुटेर ही थे। इसमें नर्तकियोंके स्थान भी अनेक थे। भिक्षुओंको प्रत्येक समय यहां भिक्षा सुलभ थी। कुलपरम्परासे श्रीमंत लोगोंका यहां अभाव नहीं था । मनोविनोद के साधन भी इस नगरीमें जगह२ पर थे। नट थे, नाटककार थे, मल्लयुद्ध करनेवाले थे, मुष्टियुद्ध करनेवाले थे। कथा-कहानी सुनाकर लोगोमें सुप्त शुद्धपुरुषार्थको जगानेवाले जनभी यहां थे । रास रचाकर मानवोंको आनंदित करने वाले खिलाडी व्यक्तिभी यहां रहा करते थे । तात्पर्य यह कि प्रत्येक मनोविनोद की सामग्री यहां सतत प्रस्तुत रहा करती थी। नगरी के बाहिर-भीतर का प्रदेश आरामों, उद्यानों, कुवा, वावडी एवं जलाशय-तालाब आदि से सुशोभित था।

---

ભરેલું ન હોય. તેની બહારની ભૂમિ હજારો હળોથી ખેડાયા કરતી હતી. પ્રત્યેક મોસમનાં ધાન્ય તેમાં ઉત્પન્ન થતાં હતાં. ગાય-ભેંસોની તેમાં ખોટ નહોતી. નગરીની સીમામાં ગામડાં બહુ નજીકમાં વસેલા હતાં. શેરડી આદિની ઉપજ તેમાં વધારે પ્રમાણમાં થતી હતી. મોટા સુંદર તેમજ વિશાલ બગીચા હતા. તેમાં લોકોને કષ્ટ દેવાવાળાનું નામનિશાન પણ નહોતું. ન તો અહીં લાંચ લેવા વાળા હતા કે ન ખિસ્સાકાતરૂ હતા. વળી લુંટારા પણ નહોતા. તેમાં નાચનારીઓનાં સ્થાન પણ ઘણાં હતાં. ભિક્ષુઓને પ્રત્યેક સમય અહીં સ્હેજે ભિક્ષા મળી રહેતી હતી. કુળપરંપરાથી શ્રીમંત લોકોનો અહીં અભાવ નહોતો. મનોવિનોદનાં સાધન પણ આ નગરીમાં ઠેકઠેકાણે હતાં. નટ હતા, નાટ્યકાર હતા, મલ્લયુદ્ધ કરવાવાળા હતા, મુષ્ટિયુદ્ધ કરવા વાળા હતા, કથા-વારતા સંભળાવી લોકોમાં ઢંકાઈ રહેલો શુદ્ધ-પુરૂષાર્થ જાગૃત કરાવવાવાળા લોકો પણ અહીં હતા. રાસ રચાવીને માનવોને આનંદિત કરવાવાળા ખેલાડી વ્યક્તિઓ પણ અહીં રહેતા હતા. તાત્પર્ય એ કે પ્રત્યેક મનોવિનોદની સામગ્રી અહીં સતત પ્રસ્તુત રહ્યા કરતી હતી. નગરીની બહાર તેમજ અંદરના પ્રદેશ આરામો ઉદ્યાનો કુવા વાવડી તેમજ જલાશયો-તળાવ આદિથી સુશોભિત હતા.

इस नगरी के बाहिर एक विशाल और बहुत गहरी खाई थी। नगरी का कोट वक्र धनुषकी अपेक्षा भी अधिक वक्र था, जिसमें प्रत्येक आत्मरक्षण के साधन थे। किले में बडे २ दरवाजे थे, दरवाजों में वज्र जैसे मजबूत किवाड थे, किवाडों में नुकीले कीले लगे हुए थे। कोट के ऊपर जो अट्टालिकाएँ थीं उनमें अनेक प्रकार के अस्त्र और शस्त्रों का सग्रह किया गया था। वह वहां सदा सुरक्षित रहता था। नगरीमें विस्तृत बाजार थे, बाजारोंमें बडी २ दुकानें थीं, दुकानों में क्रय विक्रय की बहुमूल्य प्रत्येक आवश्यकीय वस्तुएँ सगृहीत थीं। नगरी के राजमार्ग हर समय अपार जनकी भीड से, हाथियो से, पालकियों से, रथों से, और तामजाम आदि से संकुलित बने रहा करते थे। यहां के मकान धवल चूनासे पुते हुए रहने के कारण बडे ही सुहावने माल्रम होते थे, तात्पर्य यह है कि यह नगरी बहुत ही सुन्दर और चित्त को लुभानेवाली थी। सब प्रकार से यहां जनताको आराम था। किसी भी त्रिलोकगत वस्तु का यहां अभाव नहीं था। अमरावती जैसी यह भली माल्रम होती थी।

---

આ નગરીની બહાર એક વિશાલ અને ઘણી ઉંડી ખાઈ હતી. નગરીને ફરતો વાંકુ ધનુષ કરતાં પણ વધારે વાંકો કોટ હતો. જેમાં દરેક આત્મરક્ષણનાં સાધન હતાં. કિલ્લામાં મોટા મોટા દરવાજા હતા. દરવાજામાં વજ્ર જેવાં મજબૂત કમાડ હતાં. કમાડમાં આગળીઆ તથા ભોગળો લગાવેલાં હતાં. કોટના ઉપર જે અટારિઓ હતી તેમાં અનેક પ્રકારનાં અસ્ત્રો તથા શસ્ત્રો નો સંગ્રહ કરેલો હતો. તે ત્યા સદા સુરક્ષિત રહેતો હતો. નગરીમાં વિસ્તૃત બજાર હતી. બજારોમા મોટી મોટી દુકાનો હતી. દુકાનોમાં ક્રય-વિક્રયની બહુ-મૂલ્ય ( કિંમતી ) પ્રત્યેક આવશ્યકીય વસ્તુઓ સંઘરેલી હતી. નગરીના રાજમાર્ગ દરેક સમય અપાર માણસોની ભીડથી, હાથીઓથી, પાલખીઓથી, રથોથી અને તામજામ આદિથી ભરચક રહ્યા કરતા હતા. અહીંનાં મકાન સફેદ ચુનાથી પોતાયેલાં રહેવાના કારણે ખૂબ જ રોનકદાર લાગતા હતાં. તાત્પર્ય એ કે આ નગરી બહુજ સુંદર અને ચિત્તને ખેંચવાવાળી હતી. દરેક પ્રકારથી અહીં લોકોને આરામ હતો. કોઇ પણ ત્રિલોકગત ( ત્રણ લોકમાં થતી ) વસ્તુનો અહી અભાવ નહોતો. અમરાવતી જેવી આ સરસ લાગતી હતી.

शंका—काल और समय तो एक ही अर्थ के वाचक है फिर सूत्र में " **तेणं कालेणं तेणं समएणं** " ऐसा प्रयोग सूत्रकार ने क्यों किया ? **उत्तर यह** है—'काल' शब्द से अवसर्पिणी कालके चतुर्थ आरे का ग्रहण होता है, और 'समय' शब्द से यहाँ हीयमान लिया जाता है, तथा घडी घंटा पक्ष मास संवत्सर आदिरूप से परिवर्तित होने वाला परिणमन लिया जाता है, अथवा—जिस प्रकार संवत् और मिती खातों आदिमें लीखी जाती है, ठीक इसीप्रकार यहां पर भी समझना चाहिये । यह चंपा नगरी तो अब भी है फिर " **अस्ति** " ऐसा न कहकर सूत्रकार ' **आसीत्** ' इस भूतकालिक क्रिया का प्रयोग क्यो करते है ? **अर्थात्**—जिस समय औपपातिकसूत्रकी रचना हुई उस समय मे भी वह नगरी थी, फिर '**अस्ति**' ऐसा न कहकर '**आसीत्**' ऐसा क्यों कहा ? इसका उत्तर यह है कि जिस समय इस उपांग रूप आगम की वाचना हुई थी, उस समय यह नगरो सूत्र में कहे हुए विशेषणों से सर्वथा युक्त नहीं थी, न इस समय वैसी है, इसलिये '**अस्ति**' क्रियापदका प्रयोग न करके सूत्रकार ने **आसीत्** इस भूतकालिक क्रियापदका प्रयोग किया है ॥ सू. १ ॥

---

શંકાઃ—કાલ અને સમય તો એકજ અર્થના વાચક છે છતાં સૂત્રમાં " तेणं कालेणं तेणं समएणं " એવો પ્રયોગ સૂત્રકારે કેમ કર્યો છે ? ઉત્તર એ છે કે 'કાલ' શબ્દથી અવસર્પિણી કાલના ચોથા આરાનો અર્થ ગ્રહણ થાય છે, અને 'સમય' શબ્દથી અહીં હીયમાન લેવાય છે, તથા ઘડી કલાક પક્ષ માસ સંવત્સર આદિ રૂપથી પરિવર્તિત થનાર પરિણમન લેવાય છે અથવા જે પ્રકારે સંવત્ તથા મિતી ચોપડા આદિમાં લખવામાં આવે છે તેવી જ રીતે અહીંયાં પણ સમજવું જોઈએ. આ ચંપા નગરી તો હજી પણ છે છતાં ' अस्ति ' એમ ન કહેતાં ' आसीत् ' એમ ભૂતકાલિક ક્રિયાનો પ્રયોગ કેમ કરે છે ? એટલે કે જે સમયે ઔપપાતિક—સૂત્રની રચના થઇ તે સમયમાં પણ તે નગરી હતી તો પણ अस्ति એમ ન કહેતાં आसीत् કેમ કહ્યું ? તેનો જવાબ એ છે કે, જે સમયે આ ઉપાંગરૂપ આગમની વાચના થઈ હતી તે સમયે આ નગરી સૂત્રમાં કહેલા વિશેષણોથી સર્વથા યુક્ત ન હતી અને આ સમયે પણ તેવી નથી રહી. એ માટે अस्ति ક્રિયાપદનો પ્રયોગ ન કરતાં સૂત્રકારે आसीत् એવા ભૂતકાલિક ક્રિયાપદનો પ્રયોગ કર્યો છે. (૧)

